

# શ્રી બહુચરાજીની યાત્રા

આ વર્ષમાં પોષ સુદી પૂનમના રોજ અમે બહુચરાજીની યાત્રાએ ગયા હતા. બહુચરાજી એ ચુંવાળમાં માતાજીનું મોટું ધામ છે. ઘણા લોકોની તે કુળદેવી છે જેથી જે નાતિના માણસોની તે કુળદેવી છે તે લોકો પોતાનાં છોકરાંની બાધા ત્યાં ઉતરાવે છે. છોકરૂં ૩ કે ૫ વર્ષનું થાય ત્યારે તેને બહુચરાજી લઇ જઈ ત્યાં તેના માથાની લટ લેવરાવી, વાળ લેવરાવી માતાજીને પગે લગાડે છે. આ પ્રકારની ઘણા લોકો બાધા પણ રાખે છે. બહુચરાજી એ જગદંબાનું મોટું ધામ ગણાય છે. પહેલાં તો ત્યાં રેલ્વે ટ્રેન નહોતી ત્યારે લોકો પગરસ્તે ચાલીને જતા તે પછી મહેસાણેથી મણુંદરોડ થઈ રેલ્વે થતાં તે રસ્તે જવાતું, હાલમાં તો અમદાવાદથી સીધા કલોલ અને કડીને રસ્તે રેલ્વે ચાલુ થઇ ગયેલી હોવાથી રેલ રસ્તે ત્યાં જવાય છે.

અમદાવાદથી સ્હવારના પોણા દસ વાગે એક ટ્રેન બહુચરાજી જવા ઉપડે છે. આ ટ્રેન સીધી બહુચરાજી જતી હોવાથી રસ્તામાં ગાડી બદલવી પડતી નથી. અમદાવાદથી ત્યાં જવાનું ભાડું ૦-૧૩-૯ છે.

રસ્તામાં સાબરમતી, કલોલ, ભોયણી એ વિગેરે સ્ટેશનો આવે છે. અમે અમદાવાદથી સ્હવારની ગાડીએ નીકળી ૨॥ વાગે બહુચરાજી પહોંચ્યા હતા. રસ્તામાં કલોલ એ જંકશન સ્ટેશન છે તેમ કડી એ ગાયકવાડી રાજ્યના વિભાગનું શહેર છે. ત્યાંથી આગળ ભોયણી આવે છે તે સ્થળે જૈનોનું મલ્લિનાથનું મોટું દેરાસર છે. જૈનો ઘણા યાત્રાથે ભોયણી જાયછે. બહુચરાજી સ્ટેશને લગભગ ૨॥ વાગે ગાડી પહોંચે છે.

બહુચરાજીનું સ્ટેશન છે. સ્ટેશનથી નજીકમાંજ માત્ર બે ખેતરવા દૂર માતાજીનું મોટું મંદિર છે. સ્ટેશનથી જતાં વચ્ચે **બાંધેલું તળાવ** આવે છે આ તળાવમાં પાણી બારે માસ રહે છે. તે તળાવની પેલી પાર માતાજીના કોટનો દરવાજો છે તેમાં થઈ મંદિરમાં જવાય છે. અહિં યાત્રાળુઓને ઉતરવા માટે ઘણી ધર્મશાળાઓ છે. અમે અમદાવાદવાળાં શેઠાણી બાઇ જેકોર શેઠ બાપાલાલ બેચરદાસની વિધવાની ધર્મશાળામાં ઉતર્યા હતા.

**માતાજીનું સ્થાન**—બહુચરાજી એ ચુંવાળનો પ્રદેશ ગણાય છે. તે શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં કડી પ્રાંતમાં ચાણસ્મા તાલુકામાં આવેલું છે. પાસે બેચર કરીને ગામ છે. ગુજરાતમાં—અંબાજી, બહુચરાજી, કાળકાજી એ માતાજીનાં મોટાં ધામ ગણાય છે. કહ્યું છે કેઃ

આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢમાં કાળી;
દક્ષિણમાં તુળજાભવાની, ચુંવાળ બહુચરબાળી.

તેમાં બહુચરાજી એ માતાજીનું મોટું ધામ છે. તેનું મહાત્મ્ય પણ વિશેષ છે.

**મંદિરઃ**—બહુચરાજીનું હાલનું મંદિર સંવત ૧૮૩૯ માં એટલે સન ૧૭૮૩ માં શ્રીમંત દામાજીરાવ ગાયકવાડના નાના કુમાર માનાજીરાવ ગાયકવાડે બંધાવેલું છે. મંદિર ભવ્ય અને વિશાળ છે. મંદીરની

આજુબાજુ કોટ છે. હાલ પશ્ચિમ અને દક્ષિણ તરફ કોટ પડી ગયેલો હોવાથી નવો બંધાવાની તજવીજ ચાલી રહી છે. માતાજીનો વહીવટ શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી થાય છે. તેમના તરફથી ત્યાં કારભારી રહે છે. માતાજીનું મંદિર પથ્થરનું અને ઉત્તમ કારીગીરી વાળું છે તે ૫૦ ફુટ લાંબુ અને ૩૦ ફુટ પહોળું છે. મંદિર પૂર્વાભિમુખે છે. તેના ઉપર બે ધુમટ અને એક શિખર છે. મંદિર ઉંચું બાંધણીનું છે. પગથીયાં ચઢયા પછી પહેલો સભામંડપ આવે છે. તેની ઉત્તર અને દક્ષિણ બે બાજુ આવવા જવાના બે રસ્તા છે. ત્યાંથી અંદર જતાં બીજો નાનો સભામંડપ આવે છે. ત્યાંથી અંદર માતાજીના ધુમટમાં જવાય છે. માતાજીના મુખ્ય ધુમટના બારણા બહાર પુંજારી બેસે છે. એક બાજુ પાટ ઉપર ભટજીના માણુસો બેસે છે.

અહિં આગળ બાધા હોય તે લોકો જઇ ભટજી પાસે બાધા છોડાવે છે. નાના સભામંડપમાંથી માતાજીના મંદિરમાં જવાય છે. તેમાં લગભગ ચારેક ફુટ ઉંચા ચોતરા ઉપર માજીનું સિંહાસન છે. ત્યાં બે બાજુ બે અખંડ દીવા બળે છે. અહિં માતાજીની મૂર્તિ નથી, પણ અંદર સુંદર ગોખ છે. તે ગોખમાં માતાજીનો બાલાયંત્ર છે. આ યંત્રની પુંજા થાય છે. અને ગોખમાં માતાજીના ચિત્રવાળી આંગી ચઢાવેલી હોય છે. બ્રાહ્મણો સ્નાન કરી રેશમી કપડાં પહેરી માતાજીનાં દર્શનપૂજન માટે અંદર જઇ શકે છે. અમે પણ સહકુટુંબ મંદિરમાં માતાજીની પુંજા કરવા હંમેશાં જતા. અંદર યંત્રની ચંદન, પુષ્પ, ધુપ, નૈવેદ્યાદિથી પુંજા કરવામાં અમને ઘણો જ આનંદ અને શાંતિ થતી.

**પૂજન**—હંમેશાં સ્હવારમાં ચાર વાગે માતાજીનાં દ્વાર ઉઘડે છે અને માતાજીનો ગોખ તથા તેની આજુબાજુનો ભાગ પ્રક્ષાલ કરનાર ધોઈ નાંખી પછી કપડેથી લુંછી સાફ કરે છે અને મંદિનો બીજો

ભાગ મંદિરના કામાડી વાળી ઝુડી સાફ કરે છે. આ પ્રમાણે મંદિર સ્વચ્છ કર્યા પછી પૂજા શરૂ થાય છે. પછી શોડષોપચાર પૂજા થાય છે અને આરતી થાય છે. માતાજીને શીરાનો પ્રસાદ બાળભોગ માટે ધરાવવામાં આવે છે. પછી તે પ્રસાદ બહાર વ્હેંચવામાં આવે છે. દશેક વાગ્યાના અરસામાં થાળ ધરાવવામાં આવે છે. થાળ થયા પછીથી તે પાંચ વાગ્યા સુધી માતાજીનાં દર્શન માટે મંદિર ખુલ્લુ રહે છે. બાર વાગ્યા સુધી અંદર જઇ પુંજા કરવાનું ચાલુ રહે છે, પછી ભાવિક યાત્રાળુઓ બારથી પાંચ વાગ્યા સુધી માજીનાં દર્શન કર્યા કરે છે. જેથી મંદિરમાં ભીડ થતી નથી. જેને જે વખતે દર્શન કરવા જવું હોય તે વખતે જઈ શકે છે. મુખ્ય પ્રવેશદ્વાર એક છે. પણ બે સભામંડપોમાં ઉત્તર દક્ષિણ બે બાજુ જવાના રસ્તા હોવાથી યાત્રાળુઓ દર્શન કરી તરત બહાર નીકળી શકે છે.

**શણગાર**—સાંજે પાંચ વાગે ફરી પ્રક્ષાલ થાય છે અને પછી માતાજીની પુંજા થાય છે. પુંજા થયા પછી માતાજીને શણગાર ચઢાવે છે. અને પછી પુંજા થાળ વિગેરે ચઢાવે છે. તે વખતે માતાજીની ભોગ મૂર્તિ ગોખમાં પધરાવી શણગાર ચઢાવે છે, તેમને કુકડાનું વાહન હોય છે, શણગાર રાત્રે નવ વાગે ઉતારી લઈ જામદારખાનામાં સોંપી દેવામાં આવે છે. દર રવિવારે મુખાર્વિંદનો શણગાર હોય છે.

**મૂળસ્થાન**—માતાજીના મોટા મંદિરની પાછળ પશ્ચિમે એક મોટું વરખડીનું ઝાડ છે, ત્યાં ઝાડના મૂળમાં માતાજીનું સ્થાન છે. અને ત્યાં નાનું દેરૂં બંધાવેલું છે. આ માતાજીનું મૂળ સ્થાન છે એમ કહેવાય છે. અહિં પહેલાં શંકુ આકારની પથ્થરની ખાંભી કરવામાં આવી હતી, પછી તે ઠેકાણે નાની દેરડી કરેલી તેજ હજુ કાયમ છે. આ દેરડી સદ્ગમ રાજાએ બંધાવેલી કહેવાય છે. આ દેરડી વરખડીના ઝાડની

આજુબાજુ આવેલી છે. આ માતાજીનું આદિસ્થાન ગણાય છે. પહેલું જે દેરૂં હતું તેની પાસે બીજું દેરૂં છે તે મરાઠા ફડનવીસે બંધાવેલુ કહેવાય છે. આ બીજા દેરાથી પહેલા દેરાનું બારણું ઢંકાઈ ગયેલુ છે. આ પહેલાંનું જે દેરૂં છે તેમાં અક્ષયપાત્ર દાટેલું છે એવી જનવાયકા ત્યાં ચાલે છે. અને તેથી તે દેરૂં ચારે બાજુથી બંધ કરી દીધેલું છે એમ કહે છે.

**અગ્નિકુંડ**—આ નાના દેરાની ઉત્તરે પણ માતાજીનું નાનું દેવળ છે. ત્યાં પુંજા વિગેરે થાય છે. માતાજીના દેરાની પાછળ જ આ આદિસ્થાન છે. મુખ્ય મંદિરની સામે પૂર્વમાં અગ્નિકુંડ છે.

**ચાચર**—અગ્નિકુંડની નજીકમાં જ સામે છુટી જગા છે તે **ચાચર** કહેવાય છે. ત્યાં પહેલાં પાડાં, બકરાં. કુકડાં વિગેરે પ્રાણીઓનું બલીદાન અપાતું પણ હાલમાં તે બંધ કરવામાં આવ્યું છે.

**વાહન કુકડાનું**—માતાજીનું વાહન કુકડાનું છે તેથી ઘણા લોકો ત્યાં કુકડો રમતો મુકવાની બાધા માને છે. હાલ ત્યાં કારભારી પાસેથી રૂ. ૧—૦ આપી ચીઠી ફડાવવાથી કમાળીયો કુકડો આપે છે. આ કમાળીયો મંદિરના પગથીયા પાસે ઉત્તર તરફ ભેરવનું નાનું મંદિર છે ત્યાં કુકડો લઇ બેસે છે. આ કુકડો તેને ચીઠી બતાવી ઉપર ૦—૧—૦ આપવાથી મળે છે. તે લઈ માતાજીમાં છુટો રમતો મૂકી દે છે, તે પછી તે કમાળીયો પાછો કુકડો લઈ લે છે. આ વ્યવસ્થા સરકાર તરફથી જ છે અને તેની રકમ રૂ. ૧—૦ માજીના ધર્માદાની ઉપજમાં જ જાય છે.

**ભવાઈ**—માતાજીના ચાચરમાં કેટલીક પુનમોએ ભવાઈ થાય છે. આ માગશરમાં વીરમગામના સંગની ભવાઇ હતી. મહામાં કડીવાળા સંઘની ભવાઈ થાય છે. ફાગણ, અને અશાડ અમદાવાદની અને ચૈત્ર ને આસોમાં વીરમગામની ભવાઇ થાય છે. માતાજીના મંદિરની સામે જ વલ્લભભટ્ટજીનું મકાન છે. આ વલ્લભધોળા કરીને માતાજીના ભક્ત

થઇ ગયા છે તેમના વંશજોના કબજામાં આ મકાન છે. આ મકાનના ઓટલા ઉપર ઉત્તર તરફ હનુમાનજીનું દેરૂં છે.

**માતાજીની ગાદી**—આ સ્થળે પહેલાં વરખડીનું મોટું જંગલ હતું અને ત્યાં વરખડીનાં ઘણાં ઝાડ હતાં, અને ચોર લુંટારાઓ પણ ઘણા રહેતા એમ કહેવાય છે. આ પ્રદેશ સુંવાળ ગણાય છે. મંદિરની આજુબાજુ વિશાળ જગા છે. ઉત્તર તરફ કોટની રાંગે ઉતારૂઓ ઉતરી શકે તેવી ધર્મશાળા છે. મંદિરથી દક્ષિણ તરફ મોટો દરવાજો છે તેના મેડા ઉપર ચોઘડીયાં વગાડનારા બેસી નોબત ને ચોઘડીયાં વગાડે છે. ત્યાંથી આગળ થોડી મોદી વિગેરેની દુકાનો છે તે બજાર ગણાય છે. આ દરવાજા પાસે જ પૂર્વ તરફ અંદરના કંપાઉન્ડમાં કારભારીને રહેવાનું સ્થાન અને તેમની ઓફીસ છે. ત્યાં માતાજીની ગાદી છે. ઉપરના ભાગમાં કારભારી રહે છે અને તળે ઓફીસ કરે છે. આ મકાન સામે જામદારખાનું છે ત્યાં માતાજીના શણગાર અને પૈસાટકા રહે છે.

માતાજીના અગ્નિકુંડથી ઉત્તર તરફ અષ્ટકોણ દીપમાળ છે. તે ઉપર ખુલ્લો ઘુમટ છે. તે ઉપર જ્યારે દીવા થાય છે ત્યારે ઝગઝઘાટ થઇ રહે છે. જે મોટો દરવાજો છે તેના ઉપર મેડો છે. ત્યાં નોબત અને ચોઘડીયાં વાગે છે. કોટના બુરજ ઉપરથી ચારે બાજુ સપાટ પ્રદેશ જોવાય છે. અહિંથી શંખલપુર ગામ નજીકમાં છે. અને નેંસ અથવા બેચર તો પાસે જ છે.

**બજાર**—અહિં ઉતરવા માટે ઘણી ધર્મશાળાઓ છે માતાજીના દક્ષિણ તરફના દરવાજા બહાર મોદીઓની દુકાનો છે, શાક પણ ત્યાં છુટક વેચાય છે. દુકાનો દસ બારેક છે, તેમાં કેટલીક પાન બીડીની, ચ્હાની હોટલ, છબીઓવાળા, રમકડાંવાળા, મોદીની, કંકુ, શ્રીફળ વિગેરે પુંજાપાની દુકાનો છે. તે બજાર કહેવાય છે.

૧૦૪૪૨



**ધર્મશાળાઓ**—મોટા દરવાજાથી નજીકમાં આગળ જતાં અમદાવાદવાળાં શેઠાણી બાઈ જેકોર શેઠ બાપાલાલ બેચરદાસની વિધવાની વિશાળ ને સુંદર ધર્મશાળા છે.

આ ધર્મશાળા સિવાય શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી બે ધર્મશાળાઓ બધાવેલી છે. અમદાવાદના શેઠ મોતીલાલ હીરાભાઇએ સરકારી ધર્મશાળાની પાસે પૂર્વમાં મોટી ધર્મશાળા પથ્થરબંધી બંધાવેલી છે, તેમ માનસરોવર ઉપર જ મુંબાઇના શેઠ નાનાલાલ મંછારામની પણ ધર્મશાળા છે. આ ધર્મશાળાઓમાં પણ યાત્રાળુઓને ઉતરવાની સારી સગવડો છે. તે સિવાય શેઠાણી બાઇ જેકોરની ધર્મશાળા પાછળ તેમ તેનાથી ઉત્તરમાં તેમ જ માનસરોવર ઉપર હાલમાં ધર્મશાળાઓ બંધાય છે. વળી અહિં સોનીની નાતની, લવારની નાતની વિગેરે કેટલીક નાતવાળાઓએ પણ ધર્મશાળાઓ બંધાવેલી છે.

અહિં યાત્રાળુઓ ઘણે ભાગે ધર્મશાળામાં જ ઉતરે છે. ગોર લોકોને ત્યાં ઉતરવાનો રીવાજ નથી. કારણ કે અહિં આજુબાજુના ગામડામાંના બ્રાહ્મણો આવી ગોરપદુ કરે છે. તે લોકો સ્હવારમાં વ્હેલા આવે છે, અને સાંજે જતા રહે છે. સ્ટેશન ઉપર મજુરો મળી શકે છે, રસ્તામાં ગોર લોકો તેમ મોદીઓ મળે છે, તે યાત્રાળુઓને ધર્મશાળામાં ઉતરવાની વ્યવસ્થા કરી આપે છે. મોદીને ત્યાંથી સીધુ લેવાથી તેજ મોદી પાણીનાં તેમ રાંધવાનાં વાસણો ભાડે આપે છે. ગોર હેરા ફેરા ખાય અને બ્રાહ્મણો વિગેરે જમાડવા હોય તો તે લાવે છે.

**માનસરોવર**—માતાજીના મંદિરથી આથમણી તરફ દરવાજો છે, ત્યાં આગળ માનસરોવર નામનો જુની બાંધણીનો કુંડ છે. તે કુંડની ત્રણે બાજુ પગથીયાં છે. યાત્રાળુઓ આ કુંડમાં સ્નાન કરી પછી માતાજીનાં દર્શન કરવા જાય છે. આ કુંડમાં સ્નાન કરવાથી આશ્ર-

ર્યકારક રીતે રોગ મટે છે એમ કહેવાય છે. તેથી તેનો મહિમા ઘણો છે. દરવાજામાં જ મોખરે શ્રીફળવાળા, અને દીવા માટે ઘી વેચનાર કમાળીઆ બેસે છે. મુખ્ય દ્વાર પાસે હારપુષ્પ પણ મળે છે. માનસ-રોવરમાં સ્નાન કરવાનું ઘણું મહાત્મ ગણાય છે. પહેલાં આ સ્થળે એક તલાવડી હતી, પહેલાં કાલરીના સોલંકી વંશમાં એક રાજાને કુંવરી થઇ તેને તેની માતાએ પુત્ર જન્મ્યો છે એમ કહી છોકરાનાં કપડાં પહેરાવી રાખ્યાં અને કુંવર તરીકે ગણાવા લાગી. તેનું પાટણના ચાવડા રજપુતની કુંવરી સાથે લગ્ન કર્યું, જ્યારે તે કુંવરી સાસરે આવી ત્યારે તેને ખબર પડી કેઃ આ કુંવર નથી પણ કુંવરી છે, આ વાત જાહેર થવાના ડરથી તે કુંવર તરીકે રહેલી કુંવરી ઘોડા ઉપર બેસી મરવાનો નિશ્ચય કરી ત્યાંથી નાસી છુટી. અહિં પહેલાં વન હતું ત્યાં આવી. તે વખતે આ તલાવડીમાં એક કુતરી પડીને બહાર નીકળી તો તે કુતરો થયો, તેથી પેલી કુંવરીએ પોતાની ઘોડી તલાવડીમાં ન્હવરાવી બહાર કાઢી, તો તે ઘોડો થયો, તેથી તે કુંવરીએ પણ આ તલાવડીમાં સ્નાન કર્યું, તેથી તે પુરુષ થઈ ગયો. આવું આ તલાવડીનું મહાત્મ્ય જણાતાં ત્યાં કુંડ કરાવ્યો. તે જ સ્થળે શ્રીમંત માનાજીરાવ ગાયકવાડે મોટો અને પાકો કુંડ બંધાવ્યો, તે હાલ માનસરોવર તરીકે ઓળખાય છે.

બાધા—માનસરોવરમાં સ્નાન કરી યાત્રાળુઓ માતાજીના મંદિરમાં દર્શનાર્થે આવે છે જેમને બાધા હોય છે તે ત્યાં ભટજી પાસે બાધા છોડાવે છે.જેમને છોકરાંની બાધા ઉતરાવવાની હોય એટલે વાળ ઉતરાવાના હોય તેઓ પ્રથમ ત્યાં મંદિરમાં ભટજી પાસે લટ ઉતરાવે છે. બાધા માટે ભટજીને શું લેવુ તેના સરકાર તરફથી નિયમો ઘડેલા છે. તેનું પાટીયું મંદિરમાં ચઢતાં જ પગથીયાં પાસે બાજુમાં ચોઢેલું છે. તે પ્રમાણે નીચે પ્રમાણે લે છે.

માથાના વાળ ઉતારવાની બાધા માટે ૦—૬—૦

તે સિવાય બીજી છુટક ગમે તેવી બાધા, જેવી કે સાકર, ઘી, ખાંડ. ટોપરૂ ન ખાવાની, બેડીની બાધા વિગેરે માટે ૦—૨—૦

માતાજીને આંગી ચઢાવવા માટે ૦—૪—૦

મરઘડો રમતો મૂકવા માટે રૂ. ૧ કારભારીને આપી પહોંચ લઈ મરઘડો લઇ રમતો મૂકાય છે, તે માટે ૧—૦—૦

ગોળ, ખાંડ, ધાતુ કે જવાહીરથી છોકરાં તોળવાની બાધા હોય તો તે બદલ ૦—૪—૦

કપડું, તથા સોના રૂપાના દાગીનામાં અઢી રૂપિયા સુધીની રકમ કંટ્રાકટર લે છે. તેથી વધારે હોય તો માજીની તીજોરીમાં જાય છે.

આ વખતે બાધાની રકમ સૌ સૌની ખુશી પ્રમાણે આપે છે, બાધા ઉતરાવા માટે ભટજી ઉપરની રકમ લેછે તે ઉપરાંત સીધુ માગે છે અને તે સીધા બદલ દર સીધે ૦—૮—૦ થી રૂ. ૧—૦—૦ સુધી, એકથી ૧૦ સીધાં સુધીની ખુશી પડે તે રકમ ત્યાં પાસે પડેલી પેટીમાં નંખાવે છે. ભટજી તરફથી યાત્રાળુઓને કોઇ પ્રકારની કનડગત કે હેરાનગતી નથી. યાત્રાળુઓ પાસે અહિં કોઇ જાતનો વેરો લેવામાં આવતો નથી. રોકડ ભેટ રૂ. ૧૦૦ સુધીની રકમ ઇજારદાર લે છે, તેથી વધુ રકમ માજીની તીજોરીમાં જાય છે.

**માતાજીની ઉપજનો ઈજારો**—બાધા, માનતા વિગેરે માટે માતાજીને જે રકમ યાત્રાળુઓ આપે છે તેની ઉપજ ગોલખ એ નામથી ઓળખાય છે. આ ઉપજનો દર વર્ષે સરકાર તરફથી ઇજારો અપાય છે અને ઈજારાની જે રકમ ઉપજે તેમાંથી સદાવ્રત અપાય છે. અને કુતરાંને રોટલા નખાય છે. સદાવ્રત આપતાં જે રકમ વધે છે તે દસ આની કાલરીના સોલંકી ગરાસીયાની અને ૭ આની કમાલીયાની એ પ્રમાણે વ્હેંચી આપવામાં આવે છે. ગોલખની ઉપજમાંથી આશાપુ

સાધુ, ભિખારી વિગેરે પૈકી જે માગે તેને સીધું વર્ષમાં એક વખત ઠરેલા ધોરણ પ્રમાણે અપાય છે.

**ઈજારદાર ભટજી**—જે માણુસ ઈજારો રાખે છે. તે જ ભટજી તરીક માતાજીના મુખ્ય દ્વાર પાસે બેસે છે અને બાધા વિગેરે માટેની ઉપજ લે છે. તેમના તરફથી બ્રાહ્મણુ ત્યાં બેસે છે, તે બાધા છોડાવે છે, ચાંલ્લા કરે છે, શ્રીફળ વધેરે છે, સીધાંના પૈસા, બાધાના પૈસા વિગેરે ઉપજ લે છે.

અહિં આજુબાજુનાં ગામ—સંખલપુર, બેચર, કાલરી, ડોડીવારા, એ નજીક નજીક છે. બ્રાહ્મણો તે ગામોમાં રહે છે. અહિં કમાળીયાઓની વસ્તી વધુ છે. તેમ હીઝડા પણુ રહે છે. તે લોકો યાત્રાળુઓ પાસે બાધા ઉતરાવ્યા બદલ કાંઈક આશા રાખે છે, તેમ રસોઈ કરી હોય તો જમવા કે પીરસણુ લેવા આવે છે.

અહિં દર પુનમે મેળા ભરાય છે. હવે તો ઠેઠ ગાડી થયેલી હોવાથી તેમ યાત્રાળુઓને ઘણી સવડ હોવાથી દર્શન કરવા ઘણા આવેછે.

તેમાં ચૈત્રી, અશાડી, આસોની, માગશરની અને ફાગણુની એ પુનમો મોટી ગણાય છે. ચૈત્રી પુનમે મોટો મેળો ભરાય છે. આ વખતે વીસ પચીસહજાર યાત્રાળુઓ આવે છે. ચુંવાળના આજુબાજુના ગામડાના લોકો ગાડાં જોડી જોડીને આવે છે. અશાડમાં અમદાવાદના ઘાંચી, કડીયા અને કન્સારા વિગેરે લોકો સંગ કહાડી આવે છે. માગશરમાં વીરમગામનો સંગ અને મહામાં કડીનો સંગ આવે છે, કાર્ત્તક, પોષ, મહા, વૈશાખ, જેઠ, શ્રાવણુ અને ભાદરવાની એમ ૭ પુનમો નાની ગણાય છે, તે વખતે થોડા લોકો યાત્રાર્થે આવ છે.

દર પુનમે તેમજ નવરાત્રીની આઠમ અને દશેરા ઉપર માતાજીની ભોગમૂર્તિ પધરાવી શણુગાર થાય છે. અને રાતના ૮॥વાગે મૂર્તિને પાલખીમાં પધરાવી, દક્ષિણુ તરફના મોટા દરવાજામાં થઈ માજીનો

રઘોડો નીકળે છે. ત્યાંથી સડકે થઇ માનસરોવર જાય છે, ત્યાં પા-
ખી નીચે ઉતારી માજીની આરતી થાય છે, પછી ત્યાંથી સવારી
છી ફરી નાના દરવાજામાં થઇ દેવળમાં પાછી આવે છે. તેમાં ચૈત્ર
ને આસો માસની પુનમના વરઘોડા મોટા હોય છે. તે વખતે માજીનો
રઘોડો ત્યાંથી એકાદ ગાઉ ઉપર આવેલા શંખલપુર ગામે જાય છે.
ાં માતાનું સ્થાન છે, અને ત્યાંથી રાતના બાર ઉપર બે વાગ્યાના
મારે પાછો આવે છે.

દીવાળીમાં ધનતેરસથી તે પડવા સુધી થાળ ધરાવ્યા પછી શણ-
ાર ચઢાવવામાં આવે છે. તે રાતના નવ વાગ્યા સુધી રહે છે. નવરા-
ોમાં માજીનું નવરાત્ર બેસાડવું પડે છે. અને તે બાબત આઠમને
વસે હોમ હવન કરવામાં આવે છે.

અહીં સરકાર તરફથી માતાજીની ઉપજનો વહીવટ કરવા કારભારી
હે છે. કારભારી મી. મોતીલાલ જે જાતે નાગર વાણીયા છે અને
સરાના વતની છે. કારભારી દેવમંદિરને લાયક છે, શાંત છે અને યા-
ળુઓની સગવડ સાચવી શકે તેવા વ્યવહારકુશળ છે. આવા પવિત્ર
ળે તો આવા કારભારીઓ જ જોઇએ.

અહિંના ગોર લોકો પણ બીજાં સ્થળો જેવા નથી હોતા. તેઓ
ારા અને કાંઇપણ કનડગત ન કરનારા હોય છે.

આ સ્થાનને કેટલાક ગાયત્રીદેવીનું મંદિર માને છે. તેમાં મૂર્તિ
થી પણ બાળાયંત્ર છે અને યંત્રનું જ પુજન થાય છે.

**મહાત્મ્ય**—આ સ્થળે પહેલાં વરખડીનાં ઘણાં ઝાડોનું વન હતું.
ણુ પણ વરખડીનાં ઝાડો આ પ્રદેશમાં ઘણાં છે. લુંટારાઓ ઘણા
હતા. અહિં જ્યાં માતાજીનું આદિસ્થાન છે ત્યાં નાનું ઇંટો ગોઠવી
ંદિર કરેલું હતું. ગોવાળીયાઓ ઢોરાં ચારવા આવતા અને આ નાની

દેરી પાસે દીવો કરી દેવીનાં ભજન ગાઇ, ડાખલાં વગાડી આનંદ કરતા. એક વખતે શ્રીમંત માનાજીરાવ ગાયકવાડ કે જે કડી પ્રાંતના સુબા હતા, તે લુંટારાઓની શોધ કરવા આ જંગલમાં આવી ચઢયા, તેમને આ નાનું દેરૂ અને કુંડ જોઇ આનંદ થયો, તેમને પાઠુ થયું હતું, તેથી માતાના પુજારીએ તેમને માતાની બાધા આપી અને પાઠા ઉપર કુંડની માટીનો ગારો ચોપડવા કહ્યું. આ વખતે માનાજીરાવે કહ્યું કે, મને પાઠુ મટશે અને રાજ્ય મળશે તો હું માજીનું નવું મંદિર બંધાવીશ. તે બાધાથી માનાજીરાવનું પાઠુ મટયું તેથી તેમને માતાજી ઉપર વિશેષ શ્રદ્ધા ચોટી, અને તે પછી રાજ્ય પણ મળ્યું. તેથી તેમણે હાલનું મોટું દેવળ બંધાવી તેને ફરતો મોટો કોટ ચણાવી, માનસરોવરનો કુંડ ફરીથી બંધાવ્યો.

તેમજ માતાજીની પૂજા, નૈવેદ્ય તથા બીજાં ખર્ચ માટે બેચર, શંખલપુર અને ડોડીવાડા એ ત્રણ ગામ ધર્માદા તરીકે માતાજીને અર્પણ કર્યાં. આ ગામોની ઉપજ માતાજીના વૈભવમાં વપરાય છે. આ પછી માતાજીનું મહાત્મ્ય વધ્યું અને આ સ્થળ માતાજીનું મોટું ધામ ગણાવા લાગ્યું.

દેવળની નજીકમાં કોટને લગતા મકાનની ભીંત ઉપર નીચે પ્રમાણે લેખ છે.

"શ્રી બહુચરાયૈ નમઃસજયતિ સિંધુર—વદનો દેવો યત્પાદપંકજ સ્મરણમ્ ! વાસરમણિરિવ તમસાં રાશિં નાશયતિ વિઘ્નાનામ ।। સંવત ૧૮૩૯ વર્ષે શકે ૧૭૦૫ પ્રવર્તમાને વૈશાખ માસે કૃષ્ણપક્ષે દશમ્યાં રવિવાસરે તદ્દિને રાજાધિરાજ શ્રીમંત દામસિંહ તત્સુત સેના ખાસખેલ શ્રી ફતેસિંહરાવ તસ્યાનુજ શ્રીમંત માનાજીરાવ ગાયકવાડે શ્રી બહુચરાજીની આજ્ઞાથી નવીન મંડપ સિદ્ધ કરાવ્યો છે. તે મંડપની પ્રતિષ્ઠા કરવા

માટે શ્રીમંતે પોતાના આશ્રિત ઘરના બ્રાહ્મણ અમદાવાદથી રાજગુરૂના બ્રાહ્મણ નથુ ભટ તથા બ્રાહ્મણ સાઠોદરા હરિભાઇ પાઠક વિગેરે બ્રાહ્મણ મોકલી પ્રતિષ્ટા કરાવી છે. મંડપના કારીગર પાટણના ગર ચકુ માધવ તથા ગર જગજીવન ભૂલા તથા છુઆર એ મંડપના કામ ઉપર બ્રાહ્મણ શ્રીમાલી વ્યાસ અંબારામ વિજેરામ શ્રી વડોદરાના એ મંડપ પરિપૂર્ણ આશ્વિન સુદી ૧૦ તિથૌ રવિવાસરે તદ્દિને પૂર્ણ થયો છે. તસ્ય દ્રવ્ય રૂપિયા ૬૫૨૫, થયા છે."

આ દેવીને ગાયત્રીદેવી પણ કહે છે. તે સંબંધમાં ભાગવતમાં કહ્યું છે કે."

**इति प्रमाशतं देवी, माया भगवती मुवि:।**
**बहुनाम निकेतेषु नाथा बभुवहः॥**

શકિતરૂપી માતાજીએ ઘણા રાક્ષસોનો સંહાર કર્યો તેથી તે 'બહુ' અને ઘણો પ્રવાસ કરવાની જેનામાં શકિત હોવાથી 'ચર' તેમ ઘણો ભક્ષ કરવાથી 'ચરી' મળી 'બહુચર' કે 'બહુચરી' નામ પડ્યું કહેવાય છે. આરાસુરની અંબા માતા કરતાં શ્રી બહુચરાજી બહુ આધુનિક છે તોપણ મહાત્મ્ય ઓછું નથી. બહુચરાજી સાથે ચુંવાળ રજપૂતોનો સંબંધ છુટો પાડી શકાય તેમ નથી.

અમદાવાદના વલ્લભભટ કરીને મેવાડા બ્રાહ્મણ થઇ ગયા તેમણે સને ૧૭૪૪ માં બહુચરાજીની સ્તુતિની ઘણી ગરબીઓ બનાવી છે.

અલ્લાઉદ્દીન ખુનિ હિંદુઓનાં દેવળ તોડતો હતો તે એક વખતે સૈન્ય સાથે અહિં આવેલો. તે વખતે માતાજીના મરઘડાં અહિં ફરતાં હતાં તે કોઈ મુસલમાન સૈનિકે લઇ મારી નાંખી તેલમાં તળી તેનો ભક્ષ કર્યો, તે સ્હવારમાં ચાર વાગે તેના પેટમાં 'કુકડેકુક' બોલી ચાંચથી

પટ ચીરી બહાર નીકળ્યો, ને સૈનિક મરી ગયો, તે જોઈ બાદશાહને પણ માતાજીનું મહાત્મ્ય સમજાયું અને માતાજી પાસે કાલાવાલા કરી ક્ષમા માગી મૂર્તિ ખંડન કરવાનુ માંડી વાળ્યું તે ઉપરથી કહેવાય છે કેઃ—

કુકડિયા ભોજન કીયા, તળીયાં તેલાં તાય,
મ્લેચ્છોના ઘટ માંહ્ય, તેં બોલાવ્યા બેચરા.

આ ઉપરથી કોઇ માણસ બીજાનું લ્હેણું ન આપે તો કહે છે કેઃ "જોજે તને બહુચરાજીના કુકડાની પેઠે થઇ પડતું."

પહેલાં જ્યારે અહિં વરખડીનું જંગલ હતું ને માત્ર રબારી લોકો ઢોર ચારવા અહિં આવતા. અહિં એક બાવો રહેતો હતો. તેમ માજીનુ ઇંટો ગોઠવી નાનું સરખું મંદિર બંધાવ્યું હતું. ગોવાળીઆઓ અહિં ભેગા થઇ માજીનાં ભજન ગાતા. એક વખતે મુગલબાદશાહનો સરદાર અહિં આવી લોકોને કહેવા લાગ્યો કેઃ અરે! આ શો ઢોંગ કરો છો? તમારી માતા સાચી હોય તો ચમત્કાર બતાવો. તમે આ ઘઉંને જુવારના ઠોઠા બાફ્યા છે તેથી શું તમારી દેવી જમી રહેશે? તે સાંભળી એક ગોવાળે કહ્યું કેઃ હા અમે અને દેવી જમી શકીશું. ત્યારે સરદારે કહ્યું કેઃ તમારાં દેવી સાચાં હોય તો અમારૂં લશ્કર જમાડો, તે વાત કબુલ કરી 'બહુચર માતકી જય' બોલાવી. તેથી મુસલમાન સરદારનું સૈન્ય અહિં દોડી આવ્યું. તેમને સરદારે કહ્યું કેઃ તમારે અહિં જમવાનું છે, તે પછી ગોવાળોએ બધા સૈનિકોને જમાડયા. પણ પાત્રમાંના ઠોઠા ખૂટયા નહિ. આ જોઇ તે સરદાર પણ માજીને પગે લાગી આશ્ચર્ય પામ્યો અને ત્યાંથી ચાલતો થયો.

માતાજીનું મહાત્મ્ય ગુજરાતમાં ઘણું છે. ઘણા ભાવિક હિંદુઓ તો દર પુનમે માજીનાં દર્શન કરવા જાય છે. ઘણા પ્રજા થવાની બાધા રાખે છે. સર્વની મનોકામના માજી પૂરે છે. જૈનો પણ બહુચરાજી

માતાને માને છે. માતાની ઉપજનો જેણે ઇજારો રાખ્યો હોય તે ભટજી તરીકે ગણાય છે. બાધા વિગેરેના પૈસા તે લે છે. પૂજારી બ્રાહ્મણ છે. પણ નોબત વગાડનાર તેમ બીજા નોકરો કમાળીયા છે.

**કમાળીયા**—બેચર, શંખલપુર એ વિગેરે ગામમાં કમાળીયાઓની વસ્તી ૧૦૦ ની અંદર છે. તેઓ પોતાને માતાએ ઉત્પન્ન કર્યા છે એમ માને છે, તેઓ હિંદુ તરીકે રહે છે પણ મુસલમાની ધર્મ પાળે છે. કહે છે કે તેમને અલ્લાઉદીને જોરજુલમથી વટાળ્યા છે. તેમને મરણ પ્રસંગે બાળવાને બદલે દાટવામાં આવે છે. તે લોકો માતાજીના સેવક તરીકે ગણાય છે, અને માતાજીની ઉપજમાંથી તેમને હક મળે છે. પહેલાં તે બહુચરાજીની પૂજા કરતા. ત્રિશૂળ હાથમાં લઇ ફરતા. માતાજીને જે ભેટ આવતી તે પહેલાં કમાળીયા લેતા. કહે છે કે કમાલી નામનો એક મોટો ભક્ત થઇ ગયો, તેને હિંદુ અને મુસલમાન બન્ને શિષ્યો હતા. જ્યારે તે કમાલીભક્ત મરી ગયો ત્યારે તેના હિંદુ શિષ્યો કહે કે અમે બાળીયે અને મુસલમાન શિષ્યો કહે કે અમે દાટીયે. પછી કોઇએ કહ્યું કે એક બાજુ કબર અને બીજી બાજુ ચિતા કરાવો પછી આ શબ ઉપરથી કફન ઉડીને જે તરફ પડે તેમ કરવું. પછી તેમ કરતાં કફન ઉડીને કબર ઉપર પડયું. તેથી તેની ઉત્તરક્રિયા મુસલમાન ધર્મ પ્રમાણે કરી અને ત્યાર પછી કમાલીના હિંદુ શિષ્યોમાં પણ પછી પોતાના મરણ પ્રસંગે શબ દાટવાની પ્રથા શરૂ થઈ. તેથી તે બીજા હિંદુઓથી છુટા પડ્યા અને કમાલિયા એ નામથી ઓળખાવા લાગ્યા. તેમને એક હાથે બંગડી રાખવા ને એક બાજુ મુછ રાખવા આજ્ઞા કરી માજીએ પાસે રાખ્યા છે એમ કહે છે, મરણ વખતે મુસલમાની ક્રિયા કરે છે ને પરણતી વખતે ચોરીને સરઘસ બને કરે છે. તેમને બૈરી છોકરાં વિગેરે હોય છે.

**હીજડા કે પાવૈયા**—જેમ કમાલિયા માતાજીના સેવક ગણાય છે તેમ અહિં પાવૈયા અથવા હીજડા પણ માતાજીના સેવક ગણાય છે. તેઓ બૈરાંનાં લુધડાં પહેરે છે, તાળી પાડે છે. અને યાત્રાળુઓ પાસે માતાની બાધા વિગેરે માટે દાન માગે છે. તેમના સંબંધમાં કહેવાય છે કેઃ મહાભારત વખતે ભિષ્મપિતામહે અંબા, અંબિકા અને અંબાલિકા એ ત્રણ કન્યાઓનું હરણ કર્યું હતું. અંબાને પાછી કાઢી મુકવાથી તે બળી મૂઇ જેનો બીજો અવતાર શીખંડીનો થયો. શિખંડી વ્યંડળ (નપુંસક) હતો અને તેના હાથે ભિષ્મપિતામહનું મોત હતું. પણ નપુંસકના હાથનું બાણ વાગવાથી પિતામહની અસદ્‌ગતિ થાય, માટે તેને પુરૂષત્વ મેળવી આવવા મોકલ્યો હતો. તે ફરતો ફરતો હાલ જ્યાં બહુચરાજીનું સ્થાન છે તે વનમાં આવ્યો. અહિં માનસરોવર ઉપર તે વખતે યક્ષો ફરતા હોવાથી એક યક્ષે શીખંડીને અહિં આવવાનું કારણ પૂછ્યું. તેથી શીખંડીએ પુરૂષત્વ મેળવવા આવ્યો છું એ વાત જણાવ્યાથી યક્ષે પોતાનું પુરૂષત્વ શીખંડીને આપવાનું અને શીખંડીનું વ્યંડળપણું પોતે તેનું કાર્ય થતા સુધી લેવાનું અહિં નક્કી કરેલું. શીખંડી પુરૂષત્વ મેળવી યુદ્ધમાં ભિષ્મપિતામહને મારી આ સ્થળે યક્ષને પુરૂષત્વ પાછું આપવા આવતો હતો ત્યાં રસ્તામાં યક્ષના ગુરુ મળ્યા. તેણે શીખંડીને આવવાનું કારણ પૂછતાં પોતે યક્ષ પાસેથી પુરૂષત્વપણું થોડા વખત માટે ઉછીનું લઈ ગયેલો તે પાછું આપવા આવ્યો છું એમ કહ્યુંઃ તેથી યક્ષે પોતાની આજ્ઞા વગર શીખંડીને પુરૂષત્વ આપ્યું માટે ગુરુએ યક્ષ ઉપર ગુસ્સે થઈ શ્રાપ આપ્યો કેઃ તમારા એક બીજાના સંકલ્પ પ્રમાણે યક્ષને જે વ્યંડળપણું મળ્યું છે તે કાયમ રહો. એ ઉપરથી યક્ષ વ્યંડળ (હીઝડો) થયો. તે ફાતડો બન્યો કે જેથી હાલ પણ અહિં ફાતડા–પાવૈયા કે હીઝડા હોવાનું તેઓનું મૂળ સ્થાન ગણાય છે. પહેલાં

અહિં બાળકોને લઇ જઇ હીજડા કરતા પણ હવે તો સરકારે તે ક્રૂર રીવાજ બંધ કર્યો છે. અને તેથી હીજડાની સંખ્યા પણ કમતી થઈ ગઈ છે.

વિક્રમરાજાના વખતમાં એક નપુષક બ્રાહ્મણ અહિં માતાના આશ્રયે આવી દેવીના પ્રતાપે પુરુષાર્થ પામ્યો હતો એમ કહેવાય છે.

આ સ્થળે માનસરોવરમાં સ્નાન કર્યાથી સ્ત્રીનો પુરુષ થયો હતો તે સંબધમાં કહેવાય છે કેઃ કાલરી ગામના સોલંકી રજપૂત અને પાટણના ચાવડા રજપૂત બન્ને શિકારે નીકળેલા તેમને મિત્રાચારી થતાં વાત થઇ કે બંન્નેની રાણીઓને ગર્ભ છે માટે તેમાંથી જેને પુત્ર થાય તેણે બીજાની પુત્રી વેરે પરણાવવો. આ પછી ચાવડાની રાણીને પુત્રી થયાના સમાચાર સોલંકી રજપૂતને મળ્યા પછી સોલંકીની રાણીને પુત્રી થયા છતાં તે વાત છાની રાખી પુત્ર થયો છે એવી વાત કરી. કરાર પ્રમાણે બંન્ને બાળકોનાં લગ્ન કર્યાં, પાટણના ચાવડાએ પોતાની પુત્રીને કરાલી ગામે સાસરે મોકલી. ત્યારે સોલંકી પુત્ર થઇ પરણેલ પણ તે સ્ત્રી છે એવી ચાવડાની કુંવરીને જાણ થઇ, તેથી તે નિરાશ થઈ કોઇને કાંઈ કહ્યા વગર ઉદાસ રહેવા લાગી. તે જ્યારે પીયેર ગઈ ત્યારે તેણે તે વાત પોતાની માને જણાવી. તે વાત ચાવડા પાસે આવતાં તેણે જમાઇની ખાત્રી કરવા સવાર મોકલી તેડાવી મંગાવ્યો. સોલંકી કુંવરી–કુંવરનો વેશ ધારણ કરી પાળેલી કુતરી સાથે લઇ ઘોડી ઉપર બેસી ત્યાં આવ્યો. ત્યાં ઉતારો આપ્યો, સારો સત્કાર કર્યો. સ્હવારમાં ન્હાવા પાણી આપી ચાવડો રાજા ખાત્રી કરવા તેની પાસે બેઠો. ન્હાતી વખતે સ્ત્રી છે એમ જણાતાં તે નાસી ન જાય માટે પ્હેરા ચારે બાજુ મૂકી દીધા. અને તેને પકડવા હુકમ કર્યો. આ વાતની તે કુંવરીને ખબર પડતાં તે એકદમ ઘોડી ઉપર સવાર થઈ ઉઘાડી તલવારે કીલ્લો ઠેકાવી ત્યાંથી ચાલી નીકળી. જતાં જતાં અહિં વરખ-

ડીનું જંગલ હતું ત્યાં આવી ચઢી, અને માતાજીની નાની દેરી પાસે મૂકામ કરી વિશ્રાંતિ લેવા બેઠી, તેની સાથે પાળેલી કુતરી હતી તે અહિં પાસે નાનું તળાવ હતું તેમાં ન્હાવા લાગી, બહાર આવતાં તે કુતરો થયો. તે રાજપુત્રીએ જોઇ પોતાની ઘોડીને ન્હરાવી તો તે ઘોડો થયો. આથી અજાયબ પામી અને પોતે તે તલાવમાં ન્હાવા ઉતરી, ન્હાઈ આવતાં સ્ત્રી મટી પુરૂષ થયો તેથી આ ચમત્કારી સ્થળથી ઘણી વિસ્મય પામી માતાજીને પગે લાગી. આ તલાવડું હતું તેજ પછી પાકો કુંડ બંધાવ્યાથી માનસરોવર કહેવાય છે.

સોલંકી સ્ત્રી મટી પુરુષ થતાં તે ઘોડા ઉપર બેસી પાછો ચાવડા સામે લડવા ગયો. તો ત્યાં તેને મૂછ સાથે પુરુષના વેશમાં જોઈ રાજાને આશ્ચર્ય થયું અને પોતે પરીક્ષા કરવામાં ભૂલ કરી છે એમ માની જમાઇની માફી માગી. પણ સોલંકી જમાઇએ કહ્યું કેઃ એ સર્વ માતાજીના મહા પ્રતાપથી બન્યું. તે સર્વ વાત કહી સંભળાવી. તે સાંભળી સસરો જમાઇ ફરી માતાજીનાં દર્શન કરવા અહિં આવ્યા અને દર્શન કરી માજીની પૂજા કરી. પછી ઘેર જઈ જમાઇને માન આપી પોતાની પુત્રી સાથે વિદાય કર્યા. આ કાલરીના ગરાશીયાઓનો પણ માતાજીની આવકમાં હક ગણાય છે.

માતાજીના કમાલીયા સેવક ગણાય છે. તેથી તેમનો માતાજીની ઉપજમાં હક છે. કમાલીયાઓ એક હાથે ચુડી રાખી એક બાજુની મૂછ રાખે છે તે પ્રમાણે ન વર્તવાથી સં. ૧૯૦૮ માં તોફાન થયું હતું. હજુ પણ સોલંકી ગરાશીયા લગ્ન કરીને માતાજીનાં દર્શન કર્યા પછી ઘેર જાય છે. એક વખતે તેમની સ્ત્રીયો માજીનાં દર્શન કરવા આવેલી તે વખતે કમાલીયાઓએ મશ્કરી કરી. જેથી તેમાંની એક બાઇએ કાલરી ગામે આવી, તે વાત કરી અને કહ્યું કે " સોલંકીઓ,

તમે મરદ નથી, માજીનાં દર્શને જતાં કમાલીઆઓ અમારી મશ્કરી કરે છે ને તમે શું સહન કરો છો ?" આ સાંભળી સોલંકીઓએ કિલ્લા ઉપર ચઢી કમાલીઆઓને ઠેર માર્યા અને તેમના કેટલાક લેખ કબજે કર્યા, પછી તકરાર ઉઠાવી કે માતાજીની ઉપજ તો અમારી છે, આ પછી નક્કી થયું કે બેચર ગામના રસ્તામાં કુવો છે, જેને હાલ 'પડીવાવ' કહે છે, ત્યાંથી એક તોપનો ધગધગતો ગરમ ગોળો હાથે તેલ ચોપડીને ઝાલવો તે શ્રી માજીના મંદિર સુધી કમાલીઆ લાવે તો તેમનો હક્ક છે એમ માનવું. કમાલીયાઓએ તેમ કર્યું તેથી કમાલીયાનો હક ઠર્યો. છતાં પણ ઉપજ લેવાની તકરાર ચાલુ રહી, છેવટે ન્યાયની કોર્ટમાં ઠરાવ થયો કે ગરાસીયાનો દસ આની અને કમાલીયાઓનો છ આની ભાગ આવકના હિસ્સામાંથી આપવો. આ વખતે ગરાસીયાઓએ પાટણના ઇનામદાર અમરસંગજી ત્રીકમસંગજી બારોટનાં નાણાં ઉપાડેલાં. તે નાણાં વસુલ ન થાય ત્યાં સુધી આવક તેમને આપેલી હોવાથી ગરાસીયાઓને આપવાની ઉપજ બારોટ લે છે. માતાજીની આવકનો ઈજારો અપાય છે. તે ઇજારોમાંથી ઉપજની રકમમાંથી સદાવ્રત અપાય છે ને કુતરાંને રોટલા અપાય છે. બાકી જે વધે છે તે કમાલીયા અને ગરાસીયા વતી બારોટ લે છે.

માતાજીના મંદિરની ઉત્તર તરફ માતાજીનું નવાણનું પાણી એક પથ્થરનો પાળીયો બેસાડેલો છે તે ઝીલે છે. તે સંબંધમાં કહેવાય છે, કે: એક વાણીયે માજીનાં દર્શન કરી પુત્ર ન હોવાથી પુત્ર થાય તેવી બાધા રાખી, અને કહ્યુ કે: "જો મને બે પુત્ર થશે તો એક પુત્ર તમારે પારે મૂકીશ." આ પછી તેને ઘેર ગયા પછી એક જ વખતે તેની સ્ત્રીને બે પુત્ર જન્મ્યા. બાળકો એક વર્ષનાં થતાં તે માતાનાં ર્શને આવ્યો, પણ બાધા પ્રમાણે એક છોકરો રમતો મૂકવાનો હતો

તે ન મૂકયો. પણ છોકરાના ભારેભાર રૂપિયા તોળીને ત્યાં ભેટ મૂકયા. પછી માતાજીની પ્રદક્ષિણા ફરવા લાગ્યો, તે વખતે ફરતાં એક છોકરાને પથ્થરની ઠેસ વાગી અને તમ્મર ખાઇ નીચે પડયો, અને તરત મરણ પામ્યો. વાણીયાએ જાણ્યું કે આપણે બાધા પ્રમાણે ન વરતવાથી આ છોકરો ખોયો, તે પછી ત્યાં તે છોકરાને બદલે પથ્થરની મૂર્તિ ઘડાવી માજીનું નવણ ઝીલવા બેસાડી છે તે હાલ પણ ત્યાં છે.

અહિં દવાખાનું છે અને સરકાર તરફથી પોલીસ થાણું છે. મેળા વખતે સુબા, નાયબસુબા, પોલીસ નાયબસુબા વિગેરે અમલદારો બંદોબસ્ત કરવા આવે છે. મોટા દરવાજા આગળ બજાર છે ત્યાં સીધુ, કંકુ, શ્રીફળ, પુજાપાનો સામાન મળે છે. વળી મોટા દરવાજાથી થોડે આગળ જતાં માજીનો બગીચો છે, ત્યાં ફુલ ઝાડ છે તે મેઢોસર તળાવની પાળ ઉપર છે. હાલ તલાવમાં પાણી નથી તેમ બગીચો સુકાઇ ગયેલો જણાય છે. અહિં મજુરો જોઇતા મળી શકે છે. ખાવાનું આપવાથી ને કાંઇક રકમ આપ્યાથી પાણી ભરી લાવે છે, વાસણ માંજે છે વિગેરે કામ કરે છે. મીઠા પાણીના કુવા પણ પુરતા છે. કોટ આજુબાજુ પીંપળા, લીમડા, વરખડી વિગેરેનાં ઝાડોની ઘટા ઠીક છે. બાગમાં સરકારી નોકરોને ઉતરવા માટે બંગલો છે. આ બગીચામાં ગણપતિનું મંદિર છે.

બાધા વખતે કોઇ જાતની કનડગત થતી નથી. બાધા વિગેરે માટે ભટજીને શું આપવું તે મોટું ચિત્રેલું બોર્ડ મંદિરના પગથીયાં પાસે જ ચોઢેલું છે, બાધા ઉતરાવ્યા માટે ફાતડા, કમાળીયા અને ચોબદાર આશા કરે છે. તો તે વખતે ફાતડાને ત્રણ પૈસા, પરબીયાને ૧ પૈસો નગારચીને ૧ પૈસો, ચોબદારને ૧ પૈસો, આપવો પડે છે.

બાધા, શ્રીજીનાં દર્શન વિગેરે માટે કશો ત્રાસ નથી, પુંજારી, ભટજી, વિગેરે કોઈની કશી કનડગત નથી, કશો ટેક્ષ નથી સરકાર તરફથી કારભારી રહે છે તે પણ મિલનસાર છે.

## ભોયણી.

રસ્તામાં ભોયણીનું સ્ટેશન આવે છે. અમે ત્યાં જૈનોનું મોટું દેરાસર હોવાથી ભોયણી ઉતર્યા. સ્ટેશનથી લગભગ બે ત્રણ ખેતરવા દૂર ભોયણી ગામ છે. ગામમાં પેસતાં જ દેરાસરનો દરવાજો જણાય છે. દેરાસર ભવ્ય અને જોવા લાયક છે.

ભોયણી ગામના શીમાડામાં કેવળ પટેલના ખેતરમાં ખોદતાં શ્રી મલ્લિનાથની મૂર્તિ મળી આવી સંવત ૧૯૩૦ ના વૈશાક શુદ ૧૫ ને શુક્રવારે આ મૂર્તિ જડી આવી, પછી તેને ત્યાંથી ગામમાં લાવી એક ઘરમાં પધરાવી પછી ત્યાં હાલનું દેરાસર બંધાવી તેમાં સંવત ૧૯૪૩ ના મહા સુદ ૧૦ ને ગુરૂવારે સને ૧૮૮૭ ના ફેબ્રુઆરીની ૩ જી તારીખે પધરાવ્યા. આ દેરાસરનો વહીવટ અમદાવાદવાળા શેઠ જમનાભાઈ ભગુભાઇ કરે છે તેમના તરફથી કારભારી વિગેરે રહે છે. દેરાસર સાચવવા માટે આરબો રાખેલા છે.

દેરાસર ભવ્ય છે. વચ્ચે મલ્લિનાથજીની સુંદર મૂર્તિ પદ્માસન વાળી બેસાડેલી છે. અને બે બાજુ કૌશિકજી મહારાજ છે. મંદિરમાં જમણી બાજુ હરનાથજી છે અને ડાબી બાજુ અજીતનાથ છે. વચ્ચે સભા મંડપ છે. તેના થાંભલા વિગેરેની કારીગરી ઉત્તમ છે. ઝુમ્મરો સુંદર લટકાવેલાં છે. સ્થળ બે ઘડી શાંતિ થાય તેવું છે સ્વચ્છતા જોઇએ તેવી છે. ત્યાં જૈનોને ઉતરવા માટે ધર્મશાળાઓની સગવડ પણ સારી છે. મંદિરની આજુબાજુ વિશાળ ચોગાન છે. આ ગામ વીરમગામ તાલુકાનું છે. અહિં જૈનો ઘણા યાત્રાર્થે આવે છે.

સમાપ્ત.

**વગર મુડીએ અને વગર મહેનતે ધનવાન થવું હોય તો મંગાવો.**

# ધનવાન [ ચોથી આવૃત્તિ. ]

જો તમે ઘણા ઘણા ધંધા કરવા છતાં પણ દમડી દેખતા ન હો, વેપાર ધંધા કે બીજા ઉદ્યોગમાં ધારેલો લાભ ન થતો હોય; ખેતીમાં વીસ પચીસ ઘણું પકવવાની ઇચ્છા હોય, હુન્નરકળાનું સર્વોત્તમ જ્ઞાન મેળવી કળાકુશળ બનવું હોય, કોઇપણ ધંધાની સાથે હજારો રૂપિયા સહેલાઇથી કમાઇ શકાય એવા શોધોને શીખવાની ઇચ્છા હોય, અને આજ જન્મમાં લાખો અને કરોડો ધનના સ્વામી બનવું હોય તો આજેજ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો આ પુસ્તકના ઉપયોગીપણાના હજારો સરટીફીકેટ મળ્યાં છે. તેની અંદર તેર ભાગમાં ૧૬૦ પ્રકરણોમાં તમામ પ્રકારના જ્ઞાનનો શોધોનો અને કળાઓનો ક્રમવાર સમાવેશ કરવામાં આવ્યો છે. કીં.રૂ.૧૦

**ભાગ ૧ લો**—ધનનું મહત્વ જેમાં ૨૦ પ્રકરણ છે. **ભાગ ૨ જો**—જેમાં ૩૦ પ્રકરણ છે. જેમાં ધનવાન થવાને કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી તે છે. **ભાગ ૩ જો**-ધંધાની શોધ અને કયા ધંધાથી ધનવાન થવાય છે તે, **ભાગ ૪થો**—જુદા જુદા પ્રકારની નોકરની નોકરી કેવી રીતે પ્રાપ્ત કરવી તે, **ભાગ ૫મો** વેપાર-ધનવાન થઇ શકાય તેવા અનેક જાતના વેપારો. **ભાગ ૬ ઠો ખેતી**-જમીનનો કસ શી રીતે વધારવો. ખાતર કયા પ્રકારનું કઇ જમીનમાં કેટલું નાખવું વિગેરે. ઉપરાંત વરસાદ, પાણીની તંગાશ શી રીતે પુરી પાડવી. જુદી જુદી જાતનાં અનાજ, તથા મરી મસાલા વિગેરેનું વાવેતર ક્યારે કેવી રીતે કરવું કે જેથી પેદાશ દર વરસ કરતાં દસ કે વીસ ઘણી વધી શકે વિગેરે. **ભાગ ૭મો**—ખનીજ પદાર્થોથી ધનની વૃદ્ધિ—સોનું, રૂપું વિગેરે ધાતુ સંબંધી પ્રયોગો. **ભાગ ૮મો** ઝવેરાતનો વેપાર, **ભાગ ૯મો**—હુન્નર ઉદ્યોગ-તેમાં તમામ પ્રકારના રંગ બનાવવાની રીત, રંગો રસાયનિક રીતે બનાવવાની કળા, કાગળ બનાવવાનો ઉદ્યોગ, કાચનો ઉદ્યોગ, સાબુ બનાવવા, દીવાસળી બનાવવાની ક્રીયા, પ્લેસ્ટરઓફ પેરીસ બનાવવાનો ધંધો, સીમેન્ટ બનાવવાની ક્રિયા, વાર્નિશ, શાહી,

બટનો, દીવાસળીઓ—સોનું અને રૂપું બનાવવાના ૪૦ પ્રયોગો, વીજળીની બેટરા બનાવવી. ગીલેટ કરવાની સોનેરી અને રૂપેરી ભુકી બનાવવાની રીત, વિગેરે હજારો ઘેર બની શકે તેવા હુન્નરઉદ્યોગો કે જેમાનો માત્ર એક જ હુન્નર હાથ કરી ધંધો કરનારે દર માસે હજારો રૂપિયા કમાઇ શકે છે. ભાગ ૧૦ ઇંગ્લીશ દવાઓ—એસેન્સ, અર્ક, ટીંચર, પેટંટ દવાઓ, સારસાપરીલા, કોલેરા મીકચર, સીરપ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, ક્લોરો ફોર્મ, લાઇમ જ્યુસ, વીગેરે અનેક પેટંટ દવાઓ બનાવવાના નુસખા ઘણા ખર્ચે મેળવી બહાર પાડયા છે. ભાગ ૧૧ આયુર્વેદીય દવાઓ—ક્વાથો, ચુર્ણો, ગોળીઓ, આસવો, ભષ્મો રસો, વિગેરે અનેક દેશી દવાઓ બનાવવાના નુસખાઓ. ભાગ ૧૨ ધનવાન બનાવનાર આધ્યાત્મક ઉપાયો.

ભાગ ૧૩ અનેક ગરીબમાંથી ધનવાન થયેલાના જીવનચરીત્રો વિગેરે ધનવાન બનાવનાર હજારો પ્રયોગોનો આ પુસ્તકમાં સંગ્રહછે. કીં.રૂ ૧૦

---

ઠાંશાના હેડમાસ્તર ભગવાનજી ભાણજી લખે છે કેઃ—ધનવાન પુસ્તક મનુષ્યને ઘણુંજ ઉપયોગી છે જે માણુસ તેનો ઉપયોગ કરે તે ધનવાન થયા વગર રહેજ નહિ. આમાંથી મેં પાંચ સાત હુન્નરની અજમાયશ લીધો જેમાં હું ઘણોજ ફતેહપંદ થયો છું. ને આપનો આભાર માનું છું ધનુવાન તે ધનવાનજ છે. આ પુસ્તક ખરીદવાને દરેક માણસને ભલામણ છે.

છોટાઉદેપુરથી—અબ્દુલહુસેન શમશુદીન લખે છે કે-ધનવાન નામનું પુસ્તક તેની મહેનત જોતાં કીંમત રૂ. ૧૦ રાખી હોત તો પણ થોડી છે. આપે તે બનાવી દેશી ભાઇઓને ઉત્તેજન આપ્યું છે, આવું ગુણ ભરેલું ધનવાન પુસ્તક પાસે હોય ને ધંધો કરે તો ધનવાન થઈ શકાય તેમ છે.

ચીમઠાણાથી અબ્બાસઅલી શેખ ઇબ્રાહીમજી લખે છે કે આપના ધનવાન પુસ્તકથી મને સારો લાભ થયો છે. આ હિસાબે તેની કીંમત રૂ. ૨૫) રાખી હોત તોપણ ઓછીજ હતી ગરીબ વર્ગને માટે આ પુસ્તક ઘણુંજ લાભદાયક છે. અને આ પુસ્તક ખરીદવા દરેકને મારી ભલામણ છે.

